# મફત
# પુસ્તકાલય







એલિઝાબેથ બ્રાઉને
જયારે આ દુનિયા માં પ્રવેશ કર્યો
ત્યારે એ સીધી આકાશ માં થી નીચે પડી.

એલિઝાબેથ બ્રાઉને
જયારે આ દુનિયા માં પ્રવેશ કર્યો
ત્યારે એ દુબળી-પાતળી, કમજોર આઁખો વાળી
એક બહુજ શર્મીલી છોકરી હતી.





એને ઢીંગલીઓ સાથે રમવું પસંદ ન હતું ,
એને સ્કેટિંગ કરવું પણ પસંદ ન હતું.
એણે બહુ નાની ઉંમરે વાંચતા શીખી લીધું
અને એ એકદમ ઝડપ થી વાંચવા લાગી.





એ પથારી માં પણ વાર્તા ની ચોપડી વાંચતી હતી
ચાદર નીચે ટોર્ચ લગાવી
એ ચાદર નો તંબુ બનાવતી હતી
પછી વાંચતા-વાંચતા સૂઈ જતી હતી.



એલિઝાબેથ બ્રાઉન
જયારે સ્કૂલ ગઈ
તો સાથે એક પટારો ખેંચી ને લઈ ગઈ.



એલિઝાબેથ બ્રાઉને
જયારે પોતાની પુસ્તકો રાખી
તો એના ભાર થી પલંગ જ તૂટી ગયો.



એ બધા વર્ગો માં બેઠા-બેઠા
કાગળ ઉપર કંઈક ચિતરામણ કરતી રહેતી
ઓલમ્પિક વાંચન સ્પર્ધાના
સ્વપ્નામાં રમમાણ થઈ જતી.



એ લાયબ્રેરી કાર્ડ બનાવતી
એના મિત્રો ને પુસ્તકો ઉધાર આપતી
પછી એ અડધી રાત્રે એમના ઘરે થી
પુસ્તકો ને ભેગા કરતી.





એલિઝાબેથ બ્રાઉન ને ફક્ત પુસ્તકો થી પ્રેમ હતો
એની પાસે પ્રેમ કરવાનો સમય નહોતો
જયારે એના મિત્રો બહાર જતા
અને સવાર સુધી નાચતા-ગાતા
તો એ મોડી રાત સુધી વાંચતી હતી.









એક દિવસ એ બપોરે ટ્રેન માં ચઢી
પણ એ એનો રસ્તો ભૂલી ગઈ,
પછી એ એક ઘર ખરીદી ને ત્યાંજ વસી ગઈ
અને ટ્યૂશન કરાવવા લાગી.



એલિઝાબેથ બ્રાઉન
શહેર માં ફરતી હતી
ઉનાળા, પાનખર, શિયાળા અને વસંત માં પણ.

એલિઝાબેથ બ્રાઉન
શહેર માં ફરતી હતી
ફક્ત એક વસ્તુ ની શોધ માં.

એને બટાટા ના ચિપ્સ નાપસંદ હતા
એને નવા કપડાં થી નફરત હતી
એ સીધી પુસ્તકો ની દુકાન માં જતી
"શું હું પેલું પુસ્તક ખરીદી શકું છું?" એ પૂછતી.





એલિઝાબેથ બ્રાઉન
એ પુસ્તકો ને લઈ ને સીધી ઘરે જતી
અને પછી ઊંઘ આવે ત્યાં સુધી વાંચતી રહેતી.





એ વ્યાયામ કરતા-કરતા
પણ પુસ્તકો વાંચતી
એ શીર્ષાસન કરતા-કરતા પણ વાંચતી.





એણે એક દિવસ કિરાણા ના સામાન ની સૂચી  બનાવી
પછી ભૂલ થી એને ચોપડી માં રાખી દીધી.
એ સૂચી, પાના ની વચ્ચે ક્યાંક ખોવાઈ ગઈ
પછી એ દિવસે ઘર માં ખાવાનું ન બન્યું.

એ ફર્શ સાફ કરતી વખતે પણ
ગ્રીક દેવતાઓ વિષે વાંચતી હતી
પુસ્તકો વાંચતા-વાંચતા
એ આસાનીથી ચાલતી હતી.







ઘર માં પુસ્તકો ના ઢગલા હતા
ચોપડીઓ ખુરસી પર અને ફર્શ પર પણ ફેલાયેલી હતી
જેમ-જેમ એ વધારે વાંચતી ગઈ
તેમ-તેમ પુસ્તકો ના ભાર થી અભરાઈ પડવા લાગી.

મોટા પુસ્તકો થી એક મજબૂત થપ્પી બનતી
જેના પર ચા ના કપ આરામ કરતા
નાના પુસ્તકો, બિલ્ડિંગ બ્લોક્સ નું કામ કરતા
વ્યસ્ત અને નાના મહેમાનો માટે.



પછી પુસ્તકો ના ઢગલા દીવાલો પર ચઢવા લાગ્યા
અને સામે ના દરવાજા ને અવરોધિત કરી દીધો,
ત્યારે એને એ ભયાનક તથ્ય નો સામનો કરવો પડયો
કે હવે એ વધારે પુસ્તકો નહીં ખરીદી શકે.

એલિઝાબેથ બ્રાઉન
ફરી શહેર ગઈ
એજ દિવસે બપોરે .

એલિઝાબેથ બ્રાઉન
ફરી શહેર ગઈ
ખુશી ની એક ધૂન ગાતા-ગાતા
એને સાયકલ નહોતી જોઈતી
એને રેશમ ના રૂમાલ નહોતા જોઈતા
એ સીધી કોર્ટ-કચેરી માં ગઈ
"શું મને "ડોનેશન" વાળું ફોર્મ મળશે?"
એણે પૂછ્યું.

એ ફોર્મ "દાન" આપવા માટે હતું
પછી એણે જલ્દી થી એક લાઈન લખી:
"હું, એલિઝાબેથ બ્રાઉન, શહેર ને
એ બધું આપવા ચાહું છું
જે કયારેક મારું પોતાનું હતું.









એ પછી એલિઝાબેથ બ્રાઉન
પોતાની એક બહેનપણી સાથે રહેવા ગઈ
એ એક લાંબી આયુ સુધી જીવિત રહી.



તેઓ રોજ, અચૂક
પુસ્તકાલય જતા
અને પુસ્તકો ના પાના પલટતા ...
એક પછી એક ...
એક પછી એક ...



